# હિન્દુ ધર્મનું ટૂંકું વર્ણન

કર્તા :

રેવ. જી. વિલ્સન, બી. એ.

કિમ્મત ૧ આનો

# અનુક્રમણિકા

# હિંદુ ધર્મનું ટૂંકું વર્ણન

## I. આપણો સંદેશો

આપણો સંદેશો તો ઇસુ ખ્રિસ્ત છે. તારણદાતા સુવાર્તા નહિ ઇસુના ઉપદેશમાં, નહિ તેના સાધુજીવનમાં, નહિ તેનાં મહાન કૃત્યોમાં, પણ માત્ર તે તેના પોતામાં સમાએલી છે. જ્યારે આપણે તેનાં મધુર વચન, તેનાં મનોહર દૃષ્ટાંત, અથવા તેણે કરેલા મહાન ચમત્કારો લોકને કહી સંભળાવીએ, ત્યારે તેઓ ખુદ ઇસુને ઓળખે તથા તેને પ્રભુ તરીકે માને, એવાજ હેતુથી આપણે તે બોધ કરીએ છીએ. જો ઉત્તમ શિક્ષણદ્વારા કોઇનું તારણ થઈ શકત, તો હિંદુઓમાં ઉમદા શિક્ષણના ઘણા દાખલાઓ પ્રચલિત નથી શું? "મન હોય ચંગા, તો કથરોટમાં ગંગા," એ કહેવતમાં ઉત્તમ ઉપદેશ નથી શું? અથવા જો કોઇના આદર્શ જીવનના નમૂનાથી આત્માનું તારણ મેળવી શકાત, તો ગૌતમ બુદ્ધનું જીવન ઘણા સદ્‌ગુણોથી નમૂનાદાર નહોતું શું?

પણ આપણા ઉપદેશનો સાર તે ઇસુ ખ્રિસ્ત છે. જેને વધસ્તંભે જડાવવામાં આવ્યો (૧ કોરીંથી. ૧; ૨૮), જેને મૂએલાંમાંથી સજીવન કરવામાં આવ્યો (એફેસી. ૧; ૨૦), જે પાછો આવનાર છે (ફિલિપી. ૩; ૨૦). તેજ પ્રભુ ઇસુ ખ્રિસ્તને આપણે પ્રગટ કરીએ છીએ. તેજ ઇશ્વર સાથેનુ આપણું સમાધાન છે (એફેસી. ૨; ૧૪). તેજ મહિમા પામવાની આપણી આશા છે (કોલોસી. ૧; ૨૭). તેજ આપણું જીવન પણ છે (કોલોસી. ૩; ૪). પોતાના પત્રના વાચકોને ખ્રિસ્તી ધર્મનો સાર જણાવતાં પાઊલ પ્રેરિતે નીચેની ચાર વાત મુદ્દાની ગણીને નોંધી છે:— (૧) "ખ્રિસ્ત આપણાં પાપને સારૂ મરણ પામ્યો"; (૨) "તેને દાટવામાં આવ્યો"; (૩) "ત્રીજે દહાડે તેનું ઉત્થાન થયું."

(૪) "ત્યાર પછી કેફાસને તેનું દર્શન થયું, પછી બાર શિષ્યોને થયું... અને છેલ્લે મને પણ તેનું દર્શન થયું" (૧ કોરીંથી. ૧૫; ૩–૮). પ્રભુ ઇસુનું દર્શન જેને થયું હોય, તેજ ખરો ખ્રિસ્તી છે. "છેલ્લે મને પણ."

આપણો તારનાર આપણો જીવતોજાગતો પ્રભુ છે, તેને આપણે પ્રગટ કરીએ છીએ. ચાર સુવાર્તામાં તેનું જેવું વર્ણન કરેલું છે, તેવી જ રીતે આપણે પણ લોક આગળ તેને પ્રગટ કરવો, એટલે તેના ઉપદેશના તથા તેના ચમત્કારના અને વિશેષે કરીને તેના મરણ સંબંધીની વાતના એવા દાખલાઓ આપવા કે સાંભળનારા પ્રભુ ઇસુને ઓળખીને તારનાર તથા પ્રભુ તરીકે તેનો અંગીકાર કરવા આતુર થાય. યોહાન સુવાર્તિકનું પોતાની સુવાર્તા લખવાનું એવું જ ધ્યેય હતું, એમ તેણે જણાવ્યું છે (યોહાન ૨૦; ૩૦, ૩૧). આપણે આપણા ઉપદેશમાં ઇસુના મરણને શું કરવા વિશેષ સ્થાન આપવું? શું કરવા પાઊલે એવું લખ્યું, કે "ઇસુ ખ્રિસ્ત, અને તે વધસ્તંભે જડાએલો, તે સિવાય હું તમારી સાથે રહીને બીજું કંઈ ન જાણું એવો મેં નિશ્ચય કર્યો"? (૧ કોરીંથી. ૨; ૨.) કારણ કે તેનું મરણ બલિદાનરૂપ, પ્રાયશ્ચિત્તરૂપ છે. તે નિર્દોષ હતો, તોપણ આપણ દોષિતોને સારૂ તે હોમાઈ ગયો. તે નિર્દોષ હતો, તોય નર્યા અનુગ્રહે તે પોતાના શરીરમાં આપણાં પાપ માથે લઈને વધસ્તંભ પર ચઢયો (૧ પીતર ૨; ૨૪). "જેણે પાપ ન જાણ્યું, તેને તેણે આપણે સારૂ પાપરૂપ કર્યો," એ માટે કે તેની મારફતે ઇશ્વર સાથે આપણું સમાધાન થાય (૨ કોરીંથી. ૫; ૨૦, ૨૧). પછીથી તે આપણા જીવનરૂપ થાય, માટે પવિત્ર આત્માના પ્રતાપે મૂએલાંમાંથી ઊઠાડાઈને પરાક્રમ સહિત તે દેવનો દીકરો ઠર્યો છે (રૂમી. ૧; ૪).

હવે આ શુભ સંદેશાનો બધે પ્રચાર કરવા માટે આપણે ખ્રિસ્તના એલચી છીએ. આપણા પ્રભુને નામે આપણે માણસોને આજીજી કરીએ છીએ, કે "ઇશ્વરની સાથે સમાધાન કરો" (૨ કોરીંથી. ૫; ૨૦). તો આ સંદેશો કેમ કરીને જાહેર કરીએ? પ્રભુ ઇસુનું એવું એક વચન છે, કે "જો મને ઊંચો કરવામાં આવશે, તો હું સર્વેને મારી તરફ

ખેંચીશ" ( યોહાન ૧૨ ; ૩૨ ). પણ તેને ઊંચો કરનારા કોણ? તે આપણે છીએ. "આ વાતના તમે સાક્ષીઓ છો," એવું પ્રભુ ઇસુએ સ્વર્ગારોહણ વખતે પોતાના ચેલાઓને કહ્યું (લુક ૨૪ ; ૪૮). અદાલતમાં માન્ય થાય તે પુરાવો કેવા પ્રકારનો હોવો જોઇએ ? જે કોઇ વાત અનુભવ-સિદ્ધ હોય, તે સ્વીકારાય, બીજી કોઇ વાત નહિ. માટે આપણે જ્યારે ઉપદેશ કરવા જઇએ, ત્યારે પાઊલ પ્રેરિત જેવી સાક્ષી પૂરતો હતો, તેવી આપણે પણ પૂરવી જોઇએ. જેમકે, "જેના પર મેં વિશ્વાસ કર્યો, તેને હું ઓળખું છું" (૨ તીમોથી ૧ ; ૧૨); અથવા, કે "ઇસુ ખ્રિસ્ત, જેણે મારા પર પ્રેમ રાખ્યો, ને મારે સારૂ પોતાનું અર્પણ કર્યું" ( ગલાતી. ૨ ; ૨૦); અથવા બીજા બધા પ્રેરિતોની માફક, જેમકે, "અમે જે જે જોયું તથા [ ઇસુ પાસેથી ] જે જે સાંભળ્યું, તે કહ્યા વિના અમારાથી રહેવાય, એમ નથી" ( પ્રે. કૃ. ૪ ; ૨૦ ). એવી અનુભવસિદ્ધ વાતો જો આપણે પ્રગટ કરતાં રહીએ, અને તેનેનેજ વખતે આપણે આપણા ખ્રિસ્તમય જીવનવડે તે વાતોની સાબિતી આપતાં જઇએ, તો આપણું સાંભળનારા તથા આપણને જોનારા પર અસર નહિ થાય શું ?

વળી ત્રણ કારણોને લીધે આ શુભ સંદેશો પ્રગટ કરવાને આપણી હિંમત ચાલે છે: (૧) સર્વ માણસો ઇશ્વરનાં દર્શન પામવા માગે છે, એવી આપણી માન્યતા છે (ગીત. ૪૨ ; ૧). (૨) કોઇ પણ દેશમાં કે કોઇ પણ પ્રજામાં ઇશ્વર પોતાને વિષે સાક્ષી આપ્યા વગર રહ્યો નથી ( પ્રે. કૃ. ૧૪ ; ૧૭). (૩) ઇસુ જગતનું અજવાળું છે ( યોહાન ૮ ; ૧૨). એમ કહેવાની મતલબ એ છે, કે હરેક માણસની હૃદયપૂર્વક ઝંખના એવી છે, કે "હે ઇશ્વરપિતા, મને દર્શન દે, એટલે મારા આત્માની તૃપ્તિ થાય." વળી "જેને મારાં દર્શન થયાં છે, તેને ઇશ્વરપિતાનાં પણ દર્શન થયાં છે," એવો પ્રભુ ઇસુએ તે વિનંતીનો જે પ્રત્યુત્તર આપ્યો, તેમાં ખ્રિસ્તી ધર્મનો સારાંશ તથા તે પ્રગટ કરવાનું કારણ જણાઇ આવે છે.

## II. હિન્દુ ધર્મના મૂળ સિદ્ધાંત

હિન્દુ ધર્મ કોને કહેવો, એનો જવાબ આપવો સહેલો નથી. તેનાં અનેક રૂપ થએલાં છે, તે રૂપોમાંનાં ઘણાં એવાં છે કે જેમાં મળતાપણું જણાતું નથી. પ્રાર્થનાસમાજના અનુયાયીઓ હિન્દુ કહેવાય છે, તોપણ તેઓની માન્યતાઓ ઘણે ભાગે ખ્રિસ્તી ધર્મની માન્યતાઓ સમાન છે. આર્ય સમાજવાળાઓ મૂર્તિઓનો તેમજ જાતભેદનો નકાર કરે છે, તોપણ તેઓ હિન્દુ કહેવાય છે, અને માતાઓને પૂજનારા ભીલ તથા રાનીપરજ જેવા લોક પણ હાલ હિન્દુઓ ગણાય છે.

ધર્મક્રિયાઓમાં તથા ધર્મસિદ્ધાંતોમાં આટલો બધો તફાવત હોવા છતાં હિન્દુ ધર્મનાં ગમે તેટલાં સ્વરૂપ થયાં હોય, તોય તેમનું મૂળ એક જ છે, તે આ વાક્યમાં સમાએલું છે, કે "નામ તો ઘણાં છે, પણ ઈશ્વર એક છે." આ તો તત્ત્વજ્ઞાનની એક ઘણી ગુહ્ય વાત છે, તોપણ તે પ્રથમ જ મારા સાંભળવામાં આવી, તે વખને તે બોલનાર પ્રાંતિજ ગામની એક ગરીબ તથા અભણ વાઘરણ હતી. આ દૃષ્ટાંત બધે જ પ્રસરી ગએલું છે.

હિન્દુ ધર્મનું જે એક જ મૂળ છે, તે વેદાંતના ઉપદેશમાં રહેલું છે. "આ સર્વ બ્રહ્મ છે...નામ તે વિકાર માત્ર છે." આ ટૂંક વાક્યમાં વેદાંતનો સાર સમાએલો છે. વેદધર્મનું પુનઃસ્થાપન કરનારા શંકરાચાર્ય હતા, (૭મા કે ૮મા શતકમાં તેમનો સમય હતો). તેમણે કરેલો મુખ્ય ઉપદેશ એવો હતો, કે "બ્રહ્મ સત્ય છે; જગત મિથ્યા છે; જે કંઇ છે તે સર્વ બ્રહ્મ છે, જુદું નથી." એમ જો હોય, તો સૃષ્ટિ તરફ જોતાં માનવું પડે છે કે જેમ માટીનો ઘડો, સોનાનાં ઘરેણાં, લોઢાની છરી બને છે, તેમ આ સર્વ પદાર્થો પરમેશ્વરના બનેલા છે. જેમ શ્વેતકેતુના પિતાએ કહ્યું, કે "પરમેશ્વરને ઇચ્છા થઈ કે 'હું એક છું' તે બહુ થાઉં,' અને તેવી ઇચ્છા કરીને તેણે પોતે તેજ, જળ, વગેરેનાં રૂપ ધારણ કર્યાં, એટલે આ સૃષ્ટિ થઈ."

ખ્રિસ્તી ધર્મનો મત ઉપલા મતથી કેટલો બધો જુદો જણાય છે! ઈશ્વરે પોતાના શબ્દવડે તથા પોતાના મહિમાને અર્થે શૂન્યકારમાંથી દૃશ્ય તેમજ અદૃશ્ય સર્વ વાનાં ઉત્પન્ન કર્યાં, એમ કહીને આપણે ત્રણ વાત ચવવા માગીએ છીએ, એટલે (૧) બ્રહ્માંડનાં તત્ત્વો ઈશ્વરે ઉત્પન્ન કર્યાં;

(૨) સૃષ્ટિને તે નિભાવે છે; અને (૩) માણુસો પોતાના આકાશમાંના પિતા જેવાં સંપૂર્ણ તથા પવિત્ર થાય, તે માટે તેણે આ બધું ઉત્પન્ન કર્યું તથા તેને તે ચલાવે છે. પ્રભુ ઈસુને જો આપણે નિહાળીએ, તો જ સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો ઈશ્વરનો શો ઇરાદો હતો તે સમજી શકાય છે.

વળી વેદાંતનો સિદ્ધાંત સાચો હોય, તો આત્મા તરફ જોતાં માનવું પડે છે કે જીવાત્મા તેજ પરમાત્મા પણ છે. "तत्त्वमसि," એટલે "તું તે છે," અને "अहं ब्रह्मास्मि," એટલે "હું પોતે બ્રહ્મ છું," એવું કબૂલ કરવું પડે છે. પણ એમ કેમ મનાય? એવો શંકરાચાર્યનો મત હતો, પણ આગળ જતાં આપણે જોઇશું કે હિન્દુ ધર્મના ઘણા સુધારકો આ વાતનો સ્વીકાર કરતા નહોતા. જો હું પોતે બ્રહ્મ છું, તો હું કોનું ભજન કરૂં? પૂજ્ય તથા પૂજનાર જો એક હોય, તો નમસ્કાર કરવાનું સ્થાન ક્યાં રહ્યું? અને જો કે જીવાત્મા પરમાત્માથી જુદો હોય, તોય જે અવ્યક્ત છે, જે નિર્ગુણ છે, જે ઓળખી શકાય નહિ, તેની આરાધના, તેની યાચના શી રીતે આપણાથી કરી શકાય? તેજ કારણને લીધે રામાનુજ જેવા સંપ્રદાયવાળાઓ અદ્વૈતપંથ (એટલે ઈશ્વર અને જડ ચૈતન્ય જુદાં નથી પણ એક જ છે, તે પંથ) મૂકીને ઈશ્વર આપણાથી ભિન્ન છે, એવો મત, એટલે ખ્રિસ્તી ધર્મના જેવો મત ફેલાવતા હતા.

જો હું પોતે બ્રહ્મ છું, તો પાપ વિષે મારે શું સમજવું? જો એમ હોય, તો પાપ કેવળ અજ્ઞાન જ છે, તે કેવળ માયાનું એક પરિણામ છે. ખરૂં કહેતાં તે વાસ્તવિક નથી. "ઈશ્વર સિવાય જે કાંઇ છે, તે તેના ભાસથી જ છે, તે વસ્તુત: વિચારતાં મિથ્યા છે." મિથ્યા છે, છતાં દેખાય છે, અને જે દેખાય છે તેને સત્ય સમજવું, એજ અજ્ઞાન છે, એવું હિન્દુઓનું માનવું છે. જો એમ હોય, તો પાપનું ક્યાં સ્થાન રહેલું છે? એમ જો આપણે માનીએ, તો સત્ય ને અસત્ય, સારૂં ને નરસું, નીતિ ને અનીતિ, બધું ભેળસેળ કરેલું હોય છે, એમ સમજવું. પાપ વિષે ખ્રિસ્તી ધર્મનું શિક્ષણ સ્પષ્ટ છે. "કોઇ પણ વાતમાં ઈશ્વરના નિયમને અનુકૂળ થયા વિના રહેવું, અથવા તેના નિયમનું કંઈ પણ ઉલ્લંઘન કરવું, એજ પાપ છે."

જો પાપ અજ્ઞાનમાં જ રહેલું હોય, તો તેનું નિવારણ કેમ થાય? જ્ઞાન પ્રાપ્ત કરવાથી. તેથી મોક્ષગતિ મેળવવાનો મુખ્ય માર્ગ, તે જ્ઞાનમાર્ગ

છે, એવું વેદાંતનું શિક્ષણ છે. પરંતુ "હું પોતે બ્રહ્મ છું" એવું જ્ઞાન સંન્યાસ વિના મળતું નથી, માટે જો આ માર્ગ ખરો હોય, તો કોણ તારણ પામે?

તે ઉપરાંત કર્મનો તેમજ ભક્તિનો એવા મોક્ષગતિ પ્રાપ્ત કરવાના બીજાં બે માર્ગ છે. પરંતુ હું પાપી થઇને પુણ્ય કયાંથી મેળવી લાવું? અને મારામાં શેનો પ્રેમ હોય? પણ ખ્રિસ્તી શાસ્ત્રમાં એમ લખેલું છે, કે "ઈશ્વરે પ્રથમ આપણા પર પ્રેમ રાખ્યો, તેથી આપણે પ્રેમ રાખી શકીએ છીએ" (૧ યોહાન ૪ ; ૧૯). "ઈશ્વરે જગત પર...પ્રીતિ કરી," તેથી આપણે તેના પર વળતો પ્રેમ રાખીએ છીએ. સ્વપુણ્યથી નહિ, પણ કેવળ ઈશ્વરકૃપાથી આપણું તારણ થાય છે.

ઉપલી વાતો સિવાય બીજો એક મત છે કે જે હિન્દુ ધર્મના સર્વ પંથોમાં સર્વમાન્ય છે, તે કર્મ તથા પુનર્જન્મ વિષેનો મત છે. તેનો એવો અર્થ છે કે "વાવીએ તેવું લણીએ, અને કરીએ તેવું પામીએ." તેની મતલબ એવી છે કે જેઓ પરમાત્માની ઉત્તમ ભક્તિ કરે, તૃષ્ણાનો નાશ કરે, ને સંન્યાસ વડે જ્ઞાન સંપાદન કરે, તોય મોક્ષ મેળવતા નથી, તેઓ પોતાનાં સારાં ખોટાં કર્મોને પરિણામે સ્વર્ગ-નરક પામે છે, અને અંતે આ સંસારમાં પાછા અવતરે છે. એ રીતે સુખદુ:ખની ઘટમાળમાં તેઓ ફર્યા કરે છે.

આ નિયમ માનીને માણસોને સુખનો તેમજ દુ:ખનો જે અનુભવ થાય છે, તેનો હિન્દુઓ એવો ખુલાસો કરે છે. એક બાળક બ્રાહ્મણ કૂળમાં જન્મે અને બીજું અંત્યજોમાં જન્મે, તે કર્મ અને ગુણ પ્રમાણે થાય છે, એવું હિન્દુ શાસ્ત્રકારોનું શિખવવું છે.

આના જેવો નિયમ ખ્રિસ્તી શાસ્ત્રમાં પણ મળી આવે છે ખરો. "ભૂલો મા ; ઈશ્વરની મશ્કરી કરી શકાય નહિ : કોઈ માણસ જે કંઇ વાવે, તેજ તે લણશે." (ગલાતી. ૬ ; ૭). પણ એકલું આ વચન હોત, તો કર્મરૂપી બેડીમાંથી કોણ પોતાની મહેનતથી છૂટી શકે? કોઈ પણ નહિ. પણ ઈશ્વરના નામને ધન્યવાદ હો કે તે બેડી તોડનાર એક ઉદ્ધારક છે, એટલે આપણો તારનાર પ્રભુ ઈસુ ખ્રિસ્ત. "આ વાત વિશ્વસનીય તથા સંપૂર્ણ અંગીકાર કરવા યોગ્ય છે, કે ખ્રિસ્ત ઈસુ પાપીઓને તારવા જગતમાં આવ્યો" (૧ તીમોથી ૧ ; ૧૫).

# III. મૂળ સ્વરૂપનો થતો વિકાસ

ઉપલું પ્રકરણ વાંચનારને માલૂમ પડયું હશે કે આજકાલના હિન્દુ ધર્મને અંગે જે જે નામ તથા વ્યાખ્યા સાંભળવામાં આવે છે, તેવાં નામ કે શબ્દો તે પ્રકરણમાં મળી આવ્યાં નહિ, જેવાં કે મૂર્તિ, કૃષ્ણજી, સીતારામ, માતાઓ, વગેરે. એમ થવાનું શું કારણ છે? કારણ એ કે તે અધ્યાયમાં હિન્દુ ધર્મના જે સ્વરૂપનું વિવેચન કરેલું છે, તે વેદ તથા ઉપનિષદ્‌ને આધારે તેનું જે સ્વરૂપ થયું, તે જ છે. ખરૂં કહેતાં વેદાંતરૂપી ધર્મ તો ધર્મ નથી; તેને જો આપણે એક જાતનું વિજ્ઞાનશાસ્ત્ર કહીએ, તો બાધ નથી. વિજ્ઞાનથી માણસના આત્માની તૃપ્તિ કદી ન થાય, તે કારણને લીધે તે જૂના ધર્મસ્વરૂપમાંથી આજકાલનો જે હિન્દુ ધર્મ કહેવાય છે, તે જતે દહાડે ઉત્પન્ન થયો. તે ધર્મનાં ત્રણ મુખ્ય લક્ષણ છે:

(૧) **ત્રિમૂર્તિ.** બ્રહ્મા, જે જગતનો સરજનાર છે; વિષ્ણુ, [ધાતુ વિષ, એટલે પેસવું] જે તેનું રક્ષણ કરનાર છે; અને શિવ [એટલે મંગળ], જે તેનો સંહાર કરનાર છે, તે ત્રણ દેવો પરમાત્માનાં ત્રણ જુદાં સ્વરૂપ મનાય છે. ઇશ્વર પિતા, ઇશ્વર પુત્ર, ઇશ્વર પવિત્રાત્મા, એટલે જે ત્રિએક ઇશ્વરને આપણે માનીએ છીએ, એના જેવી આ ત્રિમૂર્તિ છે, એવું કેટલાએકનું સમજવું છે. પરંતુ એ ભૂલભરેલી વાત છે. (अ) બ્રહ્માની થતી પૂજા ઘણા સેકાથી અટકી ગએલ છે. પુષ્કર તળાવ આગળ તથા બીજાં બે ચાર સ્થળ સિવાય બ્રહ્માની પૂજા બીજે સ્થળે થતી જ નથી. જો તે આપણા આકાશમાંના પિતા જેવો હોય, તો એમ કેમ બને? (आ) વળી ખરો દેવ તો અનાદિકાળથી તે અનંતકાળ સુધી એવો ને એવો જ રહે છે. પણ જે ત્રિમૂર્તિ કહેવાય છે, તેઓ પરમાત્માના અવતાર જેવા છે, એટલે ચાલુ યુગ સમાપ્ત થશે, ત્યારે તેઓનો પણ લય થશે. બ્રહ્માના નામનો કોઇ ખાસ ધર્મપંથ નથી, પણ વૈષ્ણવ નામનો અને શૈવ નામનો, એવા હિન્દુ ધર્મના મુખ્ય બે મહાન સંપ્રદાય છે.

(૨) **અવતારો.** "જ્યારે જ્યારે ધર્મ કરમાઇ જાય છે, અને અધર્મ ખડો થાય છે, ત્યારે ત્યારે સત્પુરુષોનું રક્ષણ કરવા માટે અને

દુષ્ટોનો નાશ કરવા માટે, અને એમ ધર્મનું ફરી સ્થાપન કરવા માટે હું અવતાર લઉં છું," એવું ભગવદ્‌ગીતામાં કૃષ્ણજીનું જે વચન છે, તે સૌ કોઇ હિન્દુની અવશ્યની માન્યતા છે. હવે જગતનું રક્ષણ કરનાર તો વિષ્ણુ છે, તેથી ઘણું કરીને વિષ્ણુના જ અવતાર થતા મનાય છે. કેટલાકના માનવા પ્રમાણે મુખ્ય અવતારો ચોવીસ છે, પણ મોટા દશ અવતાર છે, એવી વધારે પ્રચલિત માન્યતા છે. તે દશ અવતાર નીચે પ્રમાણે છે:—

(૧) **મત્સ્ય**. જળપ્રલય વખતે સાતમો જે મનુ સત્યવ્રત રાજા હતો, તેની રક્ષા કરવા, તેમજ હયગ્રીવ દૈત્ય વેદ ચોરી ગયો હતો, તેને મારી નાખીને વેદ પાછા લાવવા સારૂ વિષ્ણુએ મત્સ્યાવતાર લીધો. ઇશ્વરના હુકમથી વહાણ બનાવીને મનુ તેમાં ચઢી બેઠો, એટલે મત્સ્યના માથામાં શિંગડા જેવું જે હતું તેની સાથે વહાણ બંધાઇને તોફાન થયું, ત્યારે બચી ગયું. (આદમ જેવો મનુ માનવજાતનો આદિપિતા ગણાય છે).

(૨) **કૂર્મ**. સમુદ્રમંથન વખતે મંદરા પર્વત પીઠ પર ધારણ કરવા વિષ્ણુએ કાચબાનો જે અવતાર લીધો તે. વલોવનારા તો દેવતાઓ તથા દૈત્યો, રવૈયા તે મંદરા પર્વત, અને નેતરૂં તે વાસુકી નાગ હતો, એમ કહેલું છે. સમુદ્ર વલોવવાથી ચૌદ રત્ન નીકળ્યાં, તેઓમાંનાં મુખ્ય તો અમૃત, ધન્વન્તરી (સ્વર્ગીય વૈદ), ચંદ્ર, કામધેનુ, ને ઐરાવત હતાં.

(૩) **વરાહ**. હિરણ્યાક્ષ નામનો દૈત્ય પૃથ્વીને પાતાળમાં લઈ ગયો હતો, તેનો ઉદ્ધાર કરવાને માટે વિષ્ણુએ ભૂંડનો અવતાર લઇને એક હજાર વર્ષ યુદ્ધ કર્યો પછી દૈત્યને મારી નાખ્યો. બ્રહ્માનું તપ કરી હિરણ્યાક્ષે એવું વરદાન પ્રાપ્ત કર્યું હતું કે મનુષ્ય કે પશુ કે પક્ષીથી હું નહિ મરૂં. તેથી ભૂંડ જેવું મોઢું, તથા માણસ જેવું શરીર—એવા રૂપનો અવતાર વિષ્ણુને લેવો પડયો.

(૪) **નરસિંહ**. પ્રલ્હાદ ચુસ્ત વિષ્ણુભક્ત હતો. તેને મારી નાખવા તેના પિતા હિરણ્યકશિપુએ ઘણા ઉપાય કર્યા, પણ તેનું કંઇ વળ્યું નહિ. પિતા ગમે તેમ કરે, તોપણ પુત્ર રામનામ જ ભણ્યા કરે. આખરે બાપે તેને પૂછ્યું, કે તારો રામ કયાં છે, તે દેખાડ. પ્રલ્હાદે કહ્યું, કે તે બધે છે. બાપે કહ્યું, કે જો તું તેને આ સ્તંભમાં દેખાડે, તો હું તારૂં ખરૂં માનું. પ્રલ્હાદે વિષ્ણુની સ્તુતિ કરી, એટલે માણસનો આકાર

પણ સિંહનું ભયંકર રૂપ ધારણ કરીને વિષ્ણુ દેખાયો, અને હિરણ્યકશિપુ જોડે યુદ્ધ કરીને નખ વતી તેણે તેને ચીરી નાખ્યો.

**(૫) વામન.** બળીરાજાને છળવા માટે વિષ્ણુએ જે અવતાર લીધો તે. બળી મારૂં આસન લઈ લેશે, એવી ઈંદ્રને ઘણી બીક હતી, તેથી તેની માતાએ પોતાના પુત્રને સારૂ વિષ્ણુની પાસે મદદ માગી, જેથી વિષ્ણુએ અદિતિને પેટે વામન અવતાર ધર્યો. નવાણું યજ્ઞ કર્યા બાદ બળીરાજા નર્મદા કિનારે સોમો યજ્ઞ જ્યારે કરી રહ્યો, ત્યારે વિષ્ણુએ આગળ આવીને તેને યાચના કરીને ત્રણ ડગલાં જેટલી જમીન તેની પાસેથી માગી. બળીરાજાને ચેતવવા સારૂ તેના ગોરે ખૂબ મહેનત કરી, પરંતુ તેનું ન માનીને બળીએ વામનના હાથમાં સંકલ્પ કરી ત્રણ ડગલાં જમીનનું પાણી મૂક્યું, કે તરત વામને વિશાળ રૂપ ધારણ કરીને એક પગલું આકાશમાં ને બીજું પાતાળમાં મૂકીને પૂછયું, કે ત્રીજું ક્યાં મૂકું? બળી સમજી ગયો. વામનની સ્તુતિ કરીને તેણે કહ્યું, કે તે મારા મસ્તક પર મૂકો. તેમ કરીને વામને બળીરાજાને પાતાળમાં ચાંપીને ઉતારી દીધો. પછીથી વિષ્ણુએ તેને ત્રીજા પાતાળનું રાજ્ય સોંપ્યું.

**(૬) પરશુરામ.** (પરશુ=કુહાડો). તેનામાં વિષ્ણુએ પોતાનો અંશ મૂક્યો. સહસ્રાર્જુનના સો પુત્રે પરશુરામના બાપ જમદગ્નિને મારી નાખ્યો, ત્યારે તેની મા રેણુકાએ વિલાપ કરતાં એકવીસ વાર પોતાની છાતી કૂટી. આ વાત જ્યારે પરશુરામને માલૂમ પડી, ત્યારે તેનું વેર વાળવા માટે તેણે એકવીસ વાર પૃથ્વીને નક્ષત્રી કરી.

**(૭) રામ.** તે સૂર્યવંશી દશરથ રાજાના કૌશલ્યાથી થએલા પુત્રનો વિષ્ણુએ ધરેલો અવતાર છે. તેમની કથા રામાયણમાં કરેલી છે, તે કોઇની જાણ બહાર ન હોય. રામ સત્યવચનરૂપી ધર્મ પાળનાર ગણાય છે. તેમાં વિષ્ણુએ પોતાનો અર્ધ અંશ મૂક્યો. એકવચન, એક પત્નીવ્રત, ધૈર્ય, ન્યાય તથા પ્રજારંજન—એવા ગુણોને લીધે રામાવતાર પ્રસિદ્ધ છે. જીવતાં કે મરતાં રામનામ ભણાયા કરે છે. જેમ રામ એક પત્નીવ્રત આદર્શ પુરુષ મનાય છે, તેમ તેમની વહુ સીતા પતિવ્રત પાળનારી આદર્શ સ્ત્રી ગણાય છે. 'રામરાજ્ય' પ્રજાનું પૂર્ણ સુખ સૂચવનારી સંજ્ઞા છે.

(૮) **કૃષ્ણ.** સહુથી લોકપ્રિય અવતાર આ છે. તે પૂર્ણાંશી ગણાય છે, એટલે તે વિષ્ણુ-નારાયણનો પૂર્ણ અવતાર કહેવાય છે. કંસ રાજાનો વધ કરવા વિષ્ણુએ આ અવતાર લીધો. તે હજુ બાળક હતા, એટલામાં તે જાતજાતના ચમત્કારો કરતા હતા. ગોપ ગોપીઓની સાથે રહીને તે તેમની સાથે રાસ રમતા, અને અનેક પ્રકારની માયા વડે તેમને સુખ આપી સંતોષતા. પછીથી કાઠીઆવાડ આવીને તેમણે દ્વારકા શહેર બંધાવ્યું, તેમાં કંસ રાજાને મારી નાખ્યા બાદ તેમણે મથુરાના લોકને લાવીને વસાવ્યા. એક દિવસ તે વેરાવળની પાસે પીપળાના ઝાડને ઓથે સૂતા સૂતા ધ્યાન ધરતા હતા, એટલામાં જરા નામના એક કોળીએ કૃષ્ણના ચળકતા પગને કોઇ હરણની આંખ જાણી બાણથી તેમને મારી નાખ્યા.

(૯) **બુદ્ધ.** બૌધ ધર્મની સાથે સમાધાન કરીને બ્રાહ્મણોએ ગૌતમ બુદ્ધને વિષ્ણુના એક અવતાર તરીકે સ્વીકાર્યા. એમ કરવાનું એક એવું પરિણામ થયું કે તે વખત સુધી વેદધર્માનુસાર જે જે યજ્ઞો કરવામાં આવતા હતા, તેઓ જીવહિંસા ન થાય માટે બંધ થયા, અને જે અહિંસાધર્મ જૈન ધર્મનો મુખ્ય સિદ્ધાંત છે તે હિન્દુ ધર્મમાં પણ દાખલ થયો.

(૧૦) **કલ્કિ.** છેલ્લો જે અવતાર હજુ થવાનો છે તે. ચાર યુગમાંનો જે ચોથો છે, તે કલિયુગ કહેવાય છે, તે દરમિયાન અધર્મ બહુ વધવાનો છે. તેને અંતે કલિયુગનો નાશ કરીને સત્યયુગની સ્થાપના કરવા વિષ્ણુ આ છેલ્લો અવતાર લેશે, એમ કહેવાય છે. ધોળા ઘોડા પર સવારી કરીને તે નાગી તરવારે દુષ્ટોનો સંહાર કરીને સત્યયુગ કે જે પ્રથમ યુગ છે, તેને તે પાછો લાવશે.

ઉપરોક્ત વર્ણવેલા અવતારો "સદેહ થએલા શબ્દની" સાથે ન સરખાવતાં આટલું જ કહેવાનું છે કે હિન્દુ લોકમાં જુદા જુદા અવતારોની જે કથાઓ ચાલે છે, તે ઉપરથી દેવનાં દર્શન પામવાની માનવજાતની કેટલી બધી ઝંખના છે, તે સ્પષ્ટ દેખાઈ આવે છે. તો દેવદર્શન નિહાળવાની આવી જે તૃષ્ણા છે, તે ઈશ્વર કદી તૃપ્ત ન કરે શું? જે અવતારની રાહ હિન્દના બધા વૈષ્ણવો જુએ છે, તે આપણો પ્રભુ ઈસુ ખ્રિસ્ત ન હોય? "જેણે મને દીઠો છે, તેણે ઈશ્વરપિતાનું દર્શન પણ કર્યું

છે,'' એવું પ્રભુ ઈસુનું બોલેલું વચન સાચું નથી શું ? માટે સર્વ માણસો ઈશ્વરને નિહાળવા તલપે છે, એવું જાણીને આપણે વધારે આતુરતાથી તેનું દર્શન દેનાર ખ્રિસ્તને પ્રગટ કરતાં રહીએ.

પ્રેમસાગર ઈસુ જેવો બીજો કોણ છે ? "તેની ભરપૂરીમાંથી અમે સર્વ કૃપા પર કૃપા પામ્યા......કૃપા તથા સત્યતા ઈસુ ખ્રિસ્તની મારફતે આવી. દેવને કોઈ માણસે કદી દીઠો નથી; એકાકીજનિત દીકરો, કે જે બાપની ગોદમાં છે, તેણે તેને પ્રગટ કર્યો છે" (યોહાન ૧ ; ૧૬–૧૮.)

**૩. શાસ્ત્રો.** જૂના જમાનામાં મુખ્ય શાસ્ત્રો વેદ તથા ઉપનિષદ્ હતાં. પણ આજકાલનાં મુખ્ય ધર્મશાસ્ત્રો તો વાલ્મીકએ રચેલું રામાયણ, વ્યાસજીએ બનાવેલાં મહાભારત, અને અઢાર પુરાણ, એ છે. રામાયણ તથા મહાભારત હાલ જેવાં જોવામાં આવે છે, તેવાં તેઓ મૂળથી નહોતાં. કાળાંતરે તેઓમાં જાત જાતનો ઉમેરો કરવામાં આવ્યો. દાખલા તરીકે ઈ. સ. પૂર્વે ૫૦૦ કે ૪૦૦ વર્ષે મહાભારત રચાવા લાગ્યું હતું, અને ઈ. સ. પછી ૧૫૦ વર્ષે તેનામાં છેલ્લો ઉમેરો કરવામાં આવ્યો હશે. હવે પુરાણા સમયના ભાગમાં કૃષ્ણજી એક પરાક્રમી, માનવી રાજા જેવા સ્વરૂપમાં વર્ણવેલા છે, પરંતુ છેલ્લા ઉમેરેલા ભાગમાં ખુદ પરમાત્મા તરીકે તેમને માન આપેલું છે.

જેમ ઉપનિષદ્‌માં મુક્તિ પ્રાપ્ત કરવાનો જ્ઞાનમાર્ગ શિખવેલો છે, તેમ ભગવદ્‌ગીતા મહાભારતમાંનું એક સ્કંધ છે, તેમાં કર્મમાર્ગનો પ્રચાર કરવામાં આવેલો છે.

પુરાણો બાકી રહ્યાં છે. તેઓ અઢાર છે. તેમાં જે મુખ્ય વિષયો આવે છે, તેઓ સૃષ્ટિની ઉત્પત્તિ, તેનો પ્રલય તથા તેની પુનરુત્પત્તિ, દેવતાઓની, મનુઓની તથા રાજર્ષિની કથાઓ, એ છે. સહુથી પ્રસિદ્ધ તો ભાગવતપુરાણ છે, તેમાં કૃષ્ણાવતારની લીલાની સવિસ્તર હકીકત લખેલી છે. તે પુરાણ વડે તારણનો જે ત્રીજો માર્ગ, એટલે ભક્તિમાર્ગ છે, તેને ઘણી પુષ્ટિ મળે છે. વર્તમાન હિન્દુ જનસમાજના ધર્મ ઉપર તેમજ લૌકિક રીતરિવાજો ઉપર પુરાણોની ઘણી જ અસર થઈ છે, તે આગળ જતાં જોવામાં આવશે. જ્યારે આર્ય લોકે હિન્દુસ્તાનમાં પ્રવેશ કરીને અનાર્યોને વશ કર્યા, ત્યારે તેઓમાં આર્ય ધર્મ ફેલાવ્યાને

અદલે તેઓમાં ચાલતો આવેલો જે ધર્મ હતો, એટલે ભૂત, સાપ, ઝાડ, વગેરે પૂજવાની જે રીતિ ચાલુ હતી, તે તેઓએ વેદાંતના સર્વેશ્વરવાદી મતને આધારે સ્વીકારીને અનાર્યોમાં ચાલતી ધર્મક્રિયાઓને હિન્દુ ધર્મનાં જેવાં સ્વરૂપ આપ્યાં. એ કારણને લીધે મૂળ હિન્દુ ધર્મની સાથે જેનું કંઈ પણ મળતાપણું નથી, એવા ઘણા રીતરિવાજો દાખલ થવા પામ્યા.

## IV. ધર્મસુધારકો

અત્યાર સુધી જે ધર્મનું વર્ણન કરવામાં આવેલું છે, તેને જો વેદ ધર્મ કે બ્રાહ્મણ ધર્મ કહીએ તો ચાલે. તે સિવાય આ દેશમાં જે ઘણી વાર હિન્દુ ધર્મની બે શાખાઓ કહેવાય છે, એટલે જૈન ધર્મ તથા બૌધ ધર્મ, એ બીજા બે ધર્મ છે. પરંતુ જૈનો વેદોને માનતા નથી, અને વાસ્તવિક રીતે બૌધ ધર્મ હિન્દુ ધર્મના પ્રતિપક્ષ તરીકે ઉત્પન્ન થયો. હવે જુદાં જુદાં કારણોને લીધે બ્રાહ્મણ ધર્મ જતે દહાડે જીર્ણ થવા લાગ્યો હતો, એટલામાં શંકરાચાર્યે (ઈ. સ. પછી આશરે ૮૦૦) પોતાના અતિઘણા જ્ઞાનથી તથા આખા દેશમાં પર્યટન કરતાં કરતાં અસંખ્ય દુઃખો વેઠીને થોડી જ મુદ્દતમાં તે ધર્મની પુનઃસ્થાપના કરી. એવી દંતકથા છે કે બત્રીસ વર્ષની ઉંમરે તે મરણ પામ્યા. [તેમના ઉપદેશનું ટૂંક વર્ણન પૃ. ૪થા પર આવી ગયું છે.] તેમનો સંપ્રદાય અદ્વૈતપંથ કહેવાય છે. [અદ્વૈત, એટલે અ=નહિ, દ્વિ=બે. તેથી જીવ અને ઈશ્વર જુદા નહિ, પણ એક જ છે, તે મત]. પણ ઉપર બતાવેલાં કારણોને લીધે આ મત સર્વમાન્ય થયો નહિ, અને તે પછીના વખતમાં તેમાં ફેરફાર તથા સુધારો કરનાર ઘણા આચાર્યો ઊભા થયા. તેઓએ કરેલા ઉપદેશનો અભ્યાસ કરતાં માલૂમ પડશે કે મુખ્યત્વે કરીને તેઓ ત્રણ નવી વાત શિખવતા હતા, તે ત્રણે ઘણી અવશ્યની છે, એટલે:—

(૧) ઈશ્વર વ્યક્તિરૂપ છે, તે.

(૨) સ્વપુણ્યથી નહિ, પણ વિશ્વાસથી તારણ પ્રાપ્ત થાય છે, તે.

(૩) જ્ઞાતિભેદ નથી, તે.

એવો બોધ કરનારા ઘણા હતા, પરંતુ બીજા બધાને મૂકી દઈને આપણે ચાર જ ભકતો તથા તેમના શિક્ષણ પર ખાસ ધ્યાન આપીએ.

**(૧) રામાનુજ** (જન્મ ૧૦૧૭). તે વિષ્ણુની ભક્તિવાળા હતા, પણ જેથી વેદધર્મને ઘણો ધકકો લાગે, એવા એક સંપ્રદાયની તેમણે સ્થાપના કરી. કારણ કે જીવાત્મા અને પરમાત્મા એક જ છે, એમ નહિ માનીને સૃષ્ટિ બ્રહ્મમાંથી નીકળેલો પદાર્થ નથી, પણ તેના શરીરરૂપ છે, એટલે બ્રહ્મ ચેતન જીવો તેમજ જડ પદાર્થોથી સર્વદા વિશિષ્ટ (શ્રેષ્ઠ; અસાધારણ) રહે છે, એવો તે બોધ કરતા હતા. તેથી આ સંપ્રદાય "વિશિષ્ટાદ્વૈત" કહેવાય છે. વળી જીવાત્મા પરમાત્માથી જુદો છે, તેથી મૂક્તિયોગ્ય માણસ પરલોકમાં જાય, ત્યારે પૂર્ણ વિકાસ પામીને તે વેદાંતના શિક્ષણ પ્રમાણે પરમાત્મા જ બની જાય છે એમ તો નહિ, પણ પરમાત્મા જેવો થઇને તે તેના સાન્નિધ્યમાં પરમાત્માનો સઘળો આનંદ ભોગવે છે. આ તો ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતના જેવો મત છે. પણ મોટો ફરક છે, એવું વધુ તપાસ કરતાં માલૂમ પડે છે, કેમકે આ શુભ સંદેશો સાંભળવાનો કેવળ દ્વિજોનો હક છે. સુવાર્તા પ્રગટ કરવાની પ્રભુ ઈસુની છેલ્લી આજ્ઞા તેમના મતથી કેટલી બધી શ્રેષ્ઠ જણાય છે!

દ્વિજોને એવું માન આપીને રામાનુજાચાર્યે વર્ણાશ્રમના કર્મકાંડને ઘણી પુષ્ટિ આપી. પરંતુ ભક્તિ એજ પરમાત્માનું ખરૂં જ્ઞાન તથા ઈશ્વરપ્રાપ્તિ કરવાનું સાધન છે, એવું શિખવીને તેમણે સર્વ વર્ણોને સારૂ એક બારી ખુલ્લી રાખી છે.

રામાનુજ મદ્રાસ પાસેના ગામમાં જન્મેલા, તે એકસો વીસ વર્ષની વયે મરણ પામ્યા (૧૧૩૭), એમ કહેલું છે. શ્રીરંગનાથના ભવ્ય મંદિરમાં તેમની કબર છે.

**(૨) રામાનંદ** (૧૪મા સૈકામાં). તે રામાનુજના સંપ્રદાયના હતા. તે તેમના પાંચમા આચાર્ય હતા, એમ કહેવાય છે. પરંતુ તેમના ગુરુજીના સિદ્ધાંતોમાં તેમણે ઘણો સુધારો કરેલો છે. તેમના વિષે જાણવા જેવી ઘણી વાતો છે, પણ જેમાં આપણ ખ્રિસ્તીઓને વિશેષ રસ પડે, એવી ત્રણ અવશ્યની વાત છે: (૧) ઈશ્વર અવ્યક્ત નથી, પણ વ્યક્તિરૂપ

છે, એવો તે ઉપદેશ કરતા હતા. વળી રામાનુજની પેઠે સંસ્કૃત ભાષામાં બોધ નહિ કરતાં તે હિન્દુસ્તાનમાં ચાલતી દેશભાષામાં શિક્ષણ આપતા હતા. આ તો મોટી વાત ગણાવા લાયક છે. (૨) રામાનુજે વર્ણભેદને મહત્ત્વ આપ્યું હતું, પણ રામાનંદે એવા ભેદનો સર્વથા ઇનકાર કર્યો. (૩) તેમના બાર ચેલા હતા, તેઓ જુદી જુદી જાતના હતા, તેમજ તેઓમાં એક સ્ત્રી પણ હતી. આ બારે ચેલા પ્રખ્યાત થયા, પણ મુખ્ય તો કબીર (વણકર), ધનો (જાટ), સેના (હજામ), અને રાઇદાસ (ચમાર) હતા. જે તુળસીદાસે હિન્દી ભાષામાં રામાયણનો તરજુમો કર્યો, તે પણ રામાનંદી હતા. તેમણે રચેલું કાવ્ય ભાષાંતરરૂપ છે ખરૂં, તોપણ તેમની શૈલી એટલી બધી ઉચ્ચ તથા ઉમદા છે કે તેમણે વર્ણવેલું રામચરિત્ર સાવ નવા જેવું લાગે છે. ગામેગામ ને ઘેરેઘેર જ્યાં કહીં જઇએ, ત્યાં રામના જીવનચરિત્રની બધી વાતો જાણ્યા વગર કોઈ પણ હિન્દુ મળે જ નહિ, તેનું મુખ્ય કારણ આ રસમય કાવ્ય છે. આ સંપ્રદાયના અનુયાયીઓ ગંગાપ્રદેશમાં તથા મદ્રાસ ઇલાકામાં વિશેષ પ્રમાણમાં મળે છે.

(૩) **કબીર** (જન્મ—આશરે ૧૫૦૦). કબીર તથા તેમના ઉપદેશ વિષે જાણવા જેવી ઘણી વાતો છે, પણ અહીં તેનું સવિસ્તર વર્ણન કરી શકાય, એમ નથી. મુખ્ય વાતો નીચે પ્રમાણે છે: (૧) હિન્દુ અને મુસલમાન બંને કબીરજીને પોતાના જ માને છે. તે વણકર હતા, અને ઘણું કરીને તે જાતે મુસલમાન હતા. એવી દંતકથા છે કે તેમનું અવસાન થયું, ત્યારે તેઓ હિન્દુ પંથના હતા એમ સમજીને તેમના હિન્દુ ભાઈઓ તેમના શરીરને અગ્નિદાહ આપવા ગયા, અને તેઓ ચુસ્ત મુસલમાન હતા, એમ ધારીને તેમના મુસલમાન મિત્રો તેમનું શરીર દાટવા ચાહતા હતા. પરંતુ તેઓના શરીર પર જે ચાદર ઓઢેલી હતી, તે જ્યારે ઉપાડી લેવામાં આવી, ત્યારે એમના શરીરને બદલે ફૂલના એક ઢગલા શિવાય બીજું કંઈ દેખાયું નહિ. આ વાર્તા પરથી કબીરે કરેલા ઉપદેશને પુષ્ટિ મળે છે. (૨) પોતે ગમે તે કોમના હોય, તો પણ હિન્દુ મુસલમાન વચ્ચેનો ભેદ તોડવાની તે ઘણી ઇચ્છા રાખતા હતા, તે એમના ઉપદેશ પરથી સાબિત થાય છે. કેમકે "રામ" અને "રહીમ" [ =રહેમ કરનાર] હિન્દુ તથા મુસલમાન બંનેનો ઈશ્વર છે, એવું તે શિખવતા હતા.

(૩) અત્યાર સુધી હિન્દુઓમાં ચાલતી આવેલી ઘણી માન્યતાઓનું તેમણે ખંડન કર્યું, જેમકે અવતારો, મૂર્તિપૂજા, સ્નાન, વ્રત, જપ, તપ, વગેરે.

તેમણે રચેલાં આધ્યાત્મિક પદો ઘણાં પંકાએલાં છે, તેમની મારફતે તેમના ઉપદેશનો ઘણો પ્રચાર થયો છે. દાખલા તરીકે:—

"પથ્થર પૂજે હરિ મિલે, તો મેં પૂજું ગિરિરાય ;
ઇસસે તો ચક્કી ભલી, પિસ ખાય સંસાર."

(પથ્થરને પૂજવાથી જો ઇશ્વરપ્રાપ્તિ થાય, તો હું આખા પહાડની પૂજા કરીશ. પણ પહાડ કરતાં ઘંટી પૂજવા જોગ છે, કેમકે તે મારા ખાવા માટે આટો પીસી આપશે).

"તારામંડળ બૈઠ કર, ચંદ્ર બડાઇ પાય;
ઉદય ભયા જબ સૂર્યકા, સબ તારા છુપ જાય."

(જ્યાં સુધી રાત, ત્યાં સુધી ચંદ્ર તારામંડળની વચ્ચે બેસીને આપબડાઈ કરે, પણ જેવો સૂર્યોદય થાય કે તરત તે છુપાઇને જતો રહે. આ શ્લોકની સાથે સરખાવો લુક ૧; ૭૮—"આપણા દેવની ઘણી દયાથી અરુણોદય ઉપરથી આપણા પર આવશે.")

"ભટક મૂઆ ભેદૂ વિના, કોણ બતાવે ધામ?
ચલતે ચલતે જુગ ગયો, પાવ કોસ પર ગામ."

(ભોમિયા વગર હું સ્વધામે શી રીતે પહોંચું? પણ હવે માલૂમ પડ્યું છે કે જ્યાંથી હું નીકળ્યો ત્યાંથી તે ધામ પા કોસ જ દૂર હતું! સરખાવો રૂમી. ૧૦; ૬–૮. "એ [તારણદાતા] વચન તારી પાસે, તારા મોંમાં તથા તારા અંતઃકરણમાં છે").

કબીરપંથ ગુજરાતના ઉતરતી કોમના લોકમાં ઘણો પ્રચલિત છે, તેનો જો કામદારો વધારે અભ્યાસ કરે તો સારૂં.

(૪) **સ્વામીનારાયણ** (૧૭૮૦–૧૮૩૦). તેમનું અસલ નામ સહજાનંદ હતું, તે લખનૌ પાસેના ગામમાં જનમ્યા. તે ચુસ્ત વૈષ્ણવ હતા, અને વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગની અનીતિથી કંટાળીને તે તે પંથની રીત-ભાતો જાહેર કરવાનો નિશ્ચય કરીને વીસ વર્ષની ઉંમરે કાઠીઆવાડના જૂનાગઢના એક ગામમાં રહેવા આવ્યા. ત્યાંના ગુરુજી રામાનંદ સ્વામીના

તે ચેલા થયા. તે ગુરૂ જ્યારે અમદાવાદ વસવા ગયા, ત્યારે સહજાનંદ પણ તેમની સાથે ગયા. અમદાવાદમાં તેમના જીવનની સાધુવૃત્તિથી સહજાનંદની કીર્તિ ચોપાસ ફેલાઈ જવાથી તેના સંખ્યાબંધ ચેલાઓ થયા. તે જોઈને બીજા મહારાજો તથા સાધુઓને એટલી બધી ઈર્ષા આવી, કે સહજાનંદને અમદાવાદ છોડી દેવું પડયું. પહેલાં તે જેતલપુર જઈને રહ્યા, ત્યાં જ્યારે તે મોટો યજ્ઞ કરાવવા ગયા, ત્યારે કંઇ પણ બહાનું કાઢીને તેમના દુશ્મનોએ તેમને કારાગૃહમાં નંખાવ્યા. પણ એમ કરવાથી તેઓએ તેમના મતને લેશમાત્ર ધક્કો ન લગાડીને તેને ઘણું સમર્થન આપ્યું. તેમના ચેલાઓની સંખ્યા પુષ્કળ વધી ગઇ, તેથી છૂટા થયા પછી તેમને જેતલપુર મૂકીને બીજું કોઇ એકાંત સ્થળ શોધવું પડયું. આખરે વરતાલ [=વ્રતાલય, વ્રતનું સ્થળ] પસંદ કરીને તેમણે નારાયણ તથા લક્ષ્મીના માનમાં એક ભવ્ય મંદિર બંધાવ્યું. વખતોવખત ગુજરાત તથા કાઠીઆવાડમાં તેમનો પર્યટન કરવાનો ધારો હતો. એવી એક મુસાફરી વખતે કાઠીઆવાડમાં ગઢડા ગામ છે, ત્યાં તે મરણ પામ્યા.

તેમના અનુયાયીઓના બે વર્ગ છે, એટલે સાધુઓ અને ગૃહસ્થો. સાધુઓ તો બ્રહ્મચારીઓ છે. વરતાળ સિવાય અમદાવાદમાં આ પંથનું એક મંદિર છે, તેનો મહંત જુદો છે. પહેલવહેલાં આ બે મંદિરના બે મહારાજ વચ્ચે અદાવત હતી, પરંતુ થોડાં વર્ષ ઉપર બધી તકરારોનું સમાધાન કરવામાં આવ્યું.

અનીતિનો નાશ કરવા સારૂ સ્વામીનારાયણે પોતાનો પંથ સ્થાપન કર્યો, તેથી પોતાના ઉપદેશમાં સદાચાર, સાધુવૃત્તિ, સ્વદમન તથા સહનશીલતા પર તે વિશેષ ભાર મૂકે તે સ્વાભાવિક છે. "શિક્ષાપત્રી" નામનું ધર્મશાસ્ત્ર તેમણે તૈયાર કર્યું, તેમાં જે ૨૧૨ વિધિરૂપ સૂત્ર છે, તે સર્વ સૂત્ર પંથના ઘણાખરા ચેલાઓને મોઢે પણ આવડે છે. તેમાંના કેટલાક દાખલા નીચે પ્રમાણે છે :—

જીવહિંસા કદી ન કરવી, યજ્ઞને અર્થે પણ કોઈ પણ જાનવરની હત્યા ન કરવી, ધર્મનો સહુથી ઉંચો વિધિ અહિંસા પાળવી એવો છે (૧૬). ચોરી ન કરવી. જો કે કોઈ પણ ગરજવાનને મદદ કરવાની ઇચ્છા હોય, તોય રજા વગર પારકાનું કંઈ લેવું નહિ (૧૭). વ્યભિચાર નહિ કરવો,

જુગાર તથા તેના જેવી હાનિકર રમતો રમવી નહિ, અને મદ્યપાન, વગેરે નહિ કરવું (૧૮).

પરંતુ દુઃખની વાત છે કે સુત્ર ૧૯મું જાતિભેદને પુષ્ટિ આપનારૂં છે: "જગન્નાથપુરીમાં સહુ કોઇને એક પ્યાલે પીવાની છૂટ છે. પણ તે સિવાય અન્ય સ્થળે મારા કોઈ પણ ચેલાએ પોતાથી નીચ કોમના કોઇનું ખાવું કે પીવું નહિ."

ઉપરોક્ત ચાર ધર્મગુરુઓ ઉપરાંત જેઓએ હિન્દુ ધર્મ પર ઓછીવત્તી અસર કરેલી હોય, એવા ઘણા ભકતો આવી ગએલા છે. તેઓમાંના એકનું નામ, એટલે **નરસિંહ મહેતા** (૧૪૭૦—૧૫૩૬) ઘણા લોકપ્રિય છે. તેના જીવનની કથા ઘેરેઘેર જાણીતી છે. તે જાતે નાગર હતા, પણ તે પોતે નાતજાતના કોઈ પણ ભેદની પૂરી અવગણના કરતા હતા. તેમનાં પદો આજ લગી બધે ગવાય છે. સહુથી પ્રખ્યાત તો :—

"વૈષ્ણવ જન તો તેને રે કહીએ,
જે પીડ પરાઇ જાણે રે—"

તે છે. પણ તે સિવાય બોધભરેલા તેમના જાણવા જેવા ઘણા શ્લોક છે, જેવા કે

"જાન્હવીકેરા તરંગ તજીને, તટમાં જઈ કૂપ ખોદે રે."

(ગંગાનું જળ મૂકી દઇને જે માણસ તે નદીકાંઠે કૂવો ખોદવા જાય, તે કેટલો બધો મૂર્ખ છે! જાન્હવી=ગંગા, કેમકે ગંગા જન્હુની દીકરી કહેવાય છે. આ શ્લોક સાથે યિર્મે. ૨; ૧૩ સરખાવો).

ગિરનારની તળેટીએ દામોદર નામનો કુંડ છે, ત્યાં નીચ વર્ણના લોકની સાથે નરસિંહ નહાવા ગયા, તે સંબંધી ગીત રચીને તેમણે કહ્યું :—

"ગિરિ તલાટી ને કુંડ દામોદર, ત્યાં મહેતાજી નહાવા જાય;
ઢેડ વરણમાં દૃઢ હરિભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય."

નરસિંહ મહેતાના ચોરાને નામે જે ઝૂંપડા જેવું મંદિર છે, તે જૂનાગઢના મજેવડી દરવાજા પાસે આજ સુધી છે.

ઉપર વર્ણવેલા ચાર મહાન ધર્મગુરુઓના ઉપદેશ તપાસતાં આપણને માલૂમ પડયું હશે, કે જેમ આ પ્રકરણની શરૂઆતે કહેલું છે, તેમ તેઓના

બોધ પરથી નીચેની ત્રણ વાતની ઓછીવત્તી સાબિતી મળે છે, એટલે :—

(૧) ઇશ્વર અવ્યક્ત નથી, પણ વ્યક્તિરૂપ છે.

(૨) સ્વપુણ્યથી નહિ, પણ વિશ્વાસથી મૂક્તિની પ્રાપ્તિ થાય છે.

(૩) વર્ણભેદ પાળવો અનુચિત છે.

તો ઘણા સૈકાથી જો એવો ઉચ્ચ પ્રકારનો સુબોધ આપવામાં તેમજ પાળવામાં આવતો હોય, તો આજકાલ જાતિભેદ, વગેરેનું જોર પ્રથમના જેવું જ કેમ જણાઈ આવે છે? કારણ કે દુ:ખસહિત કબૂલ કરવું પડે છે કે જતે દહાડે ઉપરના પંથોની અસર ઘટતી ગઈ, જેથી કરીને આખરે તે દરેક પંથ કાંતો બ્રાહ્મણ ધર્મમાં ગરક થઈ ગયો, કાંતો તે પંથનું રૂપ બદલાઈ જતાં તે પંડે એક નવી જાત બની ગઈ. છતાં તેમની અસર સંપૂર્ણ અંશે શોષાઈ ગઈ હોય, એમ માનવું મુશ્કેલ છે. એથી ઊલટું જ્યારે આપણે પ્રભુ ઈસુ ખ્રિસ્તનો ઉપદેશ પ્રગટ કરવા જઈએ, ત્યારે માર્ગ તૈયાર કરવાને માટે આ ઉપદેશકો આપણી આગળ અગ્રગામી જેવા થઈને ગયા હોય, એમ માનવું ઘટે છે.

## V. આજકાલનું હિન્દુ ધર્મનું લોકમાન્ય સ્વરૂપ

વૈદિક ધર્મ તથા તેમાં ફરમાવેલા સંસ્કારો પાળનારા ચુસ્ત હિન્દુઓની આજે ઓછી સંખ્યા છે. તે સંસ્કારો સોળ છે, પરંતુ ભાગ્યે જ બધા કોઇ પણ ઠેકાણે પળાતા હોય. એમ છતાં પણ બાળક માતાના ગર્ભમાં હોય, ત્યારથી માંડીને તે પરલોકમાં જઇને સુખી થાય ત્યાં સુધી તેને લગતી, નહિતર તેણે પોતે કરેલી, ધાર્મિક ક્રિયાઓ ચાલુ જ રાખવામાં આવે છે, એમ કહીએ તો ચાલે.

મુખ્ય સંસ્કાર નીચે પ્રમાણે છે:—

૧. **સીમન્તોન્નયન.** બાળક જનમતાં પહેલાં તે કરવામાં આવે છે, તે પ્રસંગે પત્નીના વાળમાં સેંથી પાડવામાં આવે છે. તેજ વખતે 'ગાથા,' એટલે પૂર્વે થઇ ગએલાં સ્ત્રીપુરુષોનાં ચારિત્ર કહી સંભળાવવામાં આવે છે.

૨. **નામકરણ.** દશમે દિવસે માતા નાહી ઊઠે, ત્યારે બાળકનું નામ તે પાડે છે.

૩. **નિષ્ક્રમણ** (એટલે બહાર જવું). ચોથે મહિને બાળકને બહાર લઈ જઈને તેને સૂર્યદર્શન કરાવવામાં આવે છે.

૪. **અન્નપ્રાશન.** છટ્ઠે મહિને મધ, ઘી ને ભાત એકઠાં કરીને તેને ખવડાવવાનો જે વિધિ છે તે.

૫. ત્યાર પછી **ગોદાન,** વગેરે બીજા સંસ્કારો આવે છે, પણ બીજો અવશ્યનો જે થાય છે, તે **ઉપનયન** છે. તે વખતે બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યના દીકરાઓને જનોઇ પહેરાવવામાં આવે છે. પુરાણા વખતમાં જનોઈ પહેર્યા પછી છોકરાને પોતાના ગુરુને ત્યાં લઇ જવામાં આવતો, તેથી આ સંસ્કાર "ઉપનયન" કહેવાય છે (ઉપ = પાસે : ની = લઈ જવું).

૬. **વિવાહ.** વિદ્યા ભણીને, એટલે બ્રહ્મચર્યાશ્રમનો ધર્મ પૂરો કરીને જ્યારે દીકરો ઘેર આવે, ત્યાર પછી પરણીને તે ગૃહસ્થાશ્રમનો પાયો નાખે છે. સંસાર ભોગવ્યા પછી દરેક ગૃહસ્થે વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરવો, પણ એમ કરનારા થોડા જ છે.

૭. **શ્રાદ્ધ.** જીવ પરલોકમાં સુખી થાય અને પિતૃલોકમાં તે ભળે, તે સારૂ વર્ષ દિવસ સુધી કેટલીક ક્રિયાઓ કરવામાં આવે છે. ત્યાર પછી હર વર્ષ મરણતિથિએ તેમજ ભાદરવા માસના કૃષ્ણપક્ષમાં પિતૃઓને પિંડ આપવામાં આવે છે. પરલોક છે, એવી શ્રદ્ધા (વિશ્વાસ) રાખીને આ ક્રિયાઓ કરવામાં આવે છે, માટે તે "શ્રાદ્ધ" કહેવાય છે.

હવે જે કોઈ બ્રાહ્મણે લગ્ન કરીને ઘર માંડ્યું છે, તેનું ધર્મ પાળવા સંબંધીનું જે કર્તવ્ય છે, તે વિષે આપણે વિચાર કરીએ. ટૂંકામાં તેની ફરજ તો **"પંચ મહાયજ્ઞ"** કરવાની છે. આ પાંચ યજ્ઞોને લગતી જે ક્રિયાઓ છે, તેઓ છેક નાની છે, તોપણ તે પાંચ યજ્ઞ મહત્વના ગણાય છે, તેથી તેઓ "મહાયજ્ઞ" કહેવાય છે. તેઓ (૧) દેવયજ્ઞ, (૨) પિતૃયજ્ઞ, (૩) બ્રહ્મયજ્ઞ, (૪) ભૂતયજ્ઞ ને (૫) મનુષ્યયજ્ઞ, એ છે.

૧. **દેવયજ્ઞ.** આ પૂજનમાં અગ્નિપૂજા તથા સૂર્યપૂજા સમાએલી છે. રોજ ત્રણ વખતે, એટલે ત્રણ સંધ્યાકાળે—પ્રાતઃકાળે, મધ્યાહ્ને ને

સાયંકાળે—આ પૂજા કરવાની આજ્ઞા છે. (સંધ્યા = બે સમયની વચ્ચેનો વખત, જેમકે રાતનો અંત અને દિવસનો આરંભ જ્યારે આવે, ત્યારનો વખત). દાતણ કરીને ને નાહીને ધોએલું વસ્ત્ર પહેરીને પૂર્વ દિશાની સામે બેસીને ભસ્મ (=અગ્નિની પ્રસાદી) ધારણ કરવી. પછી પ્રાણાયમથી (=શ્વાસને શરીરમાં રૂંધી રાખવાથી) પ્રાણ તથા આત્મા કબજે કરવામાં આવે છે. તેજ વખતે ઓમ (ૐ)નું તથા ગાયત્રીનું મનન કરવામાં આવે છે. સૂર્યોદય થાય, તે પહેલાં ઉપલી ક્રિયાઓ પૂરી કરવી જોઈએ. સૂર્યોદય થાય ત્યાર પછી પ્રાત:કાળની સંધ્યાની ખાસ ક્રિયાઓ શરૂ થાય છે, તેમાંની છેલ્લી બે તો ઉપસ્થાન ને ગાયત્રીજપ છે. 'ઉપસ્થાન' એટલે ઊભા રહીને સૂર્યનારાયણની સેવા કરવા તત્પર છે, એવા હાથ સૂર્યને દેખાડીને સ્તુતિ કરવી. આખરે ગાયત્રીજપ થાય છે. ગાયત્રી તો મહામંત્ર ગણાય છે, તેમાં સવિતાના સ્વરૂપમાં ઉત્પાદક સૂર્યનું મહત્ત્વ ગવાય છે, તેમજ તેની યાચના કરવામાં આવે છે. ઉપનયન સંસ્કાર થયા પછી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને માથે નિત્ય આ શ્લોકનો જપ કરવાની ફરજ નંખાએલી છે. તેનો તરજુમો નીચે પ્રમાણે છે :—

"હે સર્વોત્તમ, પૂજ્ય, જીવનદાતા સૂર્યના તેજનું અમે મનન
કરીએ છીએ ;
તે અમારી બુદ્ધિને પ્રેરણા કરે."

એકસો આઠ અથવા એથી વધારે વાર સ્થિર ચિત્તે આ સ્તુતિરૂપ પ્રાર્થના કરવાની છે. આપણે "પ્રભુની પ્રાર્થના" કહેવાએલી પ્રાર્થનાને જેવું સ્થાન આપ્યું છે, તેવું સ્થાન હિન્દુ ધર્મક્રિયાઓમાં "ગાયત્રી" નામની પ્રાર્થનાને આપવામાં આવેલું છે.

ઉપલી ક્રિયાઓ આરંભતાં તેમજ સમાપ્ત કરતાં આચમન કરવાનો વિધિ છે. વળી ઘણીખરી ક્રિયાઓની સાથે જલાંજલિ આપવાની તથા પ્રાર્થના કરવાની રીતિ છે.

મધ્યાહ્ને ફરમાવેલી ક્રિયાઓ જવલ્લેજ કરવામાં આવે છે. સાંયંકાળની ક્રિયાઓ પ્રાત:કાળના જેવી છે, પરંતુ સવિતાના સ્વરૂપને બદલે વરૂણના રૂપમાં સૂર્યનારાયણની પૂજા કરાય છે.

૨. **બ્રહ્મયજ્ઞ.** વેદના રૂપમાં પરમાત્માનું પૂજન કરવું, વેદ ભણવો તથા ભણાવવો, તે પણ બ્રહ્મયજ્ઞ કહેવાય છે. પરંતુ આજકાલના હિન્દુઓમાં મોટી સંખ્યા એવી છે કે જે ફક્ત વેદનું નામ માત્ર જ જાણે છે, એવું ઘણાનું કહેવું છે.

૩. **પિતૃયજ્ઞ.** સદ્ગત થએલાં માતાપિતા અને બીજાં સગાંવહાલાંનાં નામનું સ્મરણ કરીને તેઓને જલાંજલિ આપવી તે. તે ક્રિયા "તર્પણ" કહેવાય છે.

૪. **ભૂતયજ્ઞ.** પ્રાણીમાત્રનું ભલું ઇચ્છીને એમને પણ આપણા અન્નમાંથી ભાગ આપવો, તે ભૂતયજ્ઞ કહેવાય છે. અગ્નિ આગળ ભાતનાં બલિદાન મૂક્યા બાદ બારણે જઈને ગાય, કાગડા, કીડીને રોટલી, ભાત, વગેરે નાખવાની જે રૂઢિ છે તે.

૫. **મનુષ્યયજ્ઞ.** કોઈ અતિથિ આવ્યો છે કે કેમ, તેની તપાસ જમતાં પહેલાં કરવી, અને જો કોઈ આવ્યો હોય તો તેનો સત્કાર કરીને તેને જમાડવો તે.

ઘણી વાર યાત્રા જેવા સ્થળે પાંચ દેવનો સમૂહ જાહેર જગાએ જોવામાં આવે છે, તેને **પંચાયતન** કહેવામાં આવે છે (આયતન=રહેઠાણ). તે પાંચ દેવ કયા છે? શિવ, વિષ્ણુ, સૂર્ય. ગણપતિ ને અંબિકા માતા, તેઓ. તેમની મૂર્તિઓને બદલે તેઓનાં ચિહ્ન ઘણી વાર ભેગાં કરેલાં હોય છે, એટલે શિવને દેખાડવા સારૂ ઇંડાના જેવી આકૃતિવાળો એક લીસો, ધોળો પથ્થર (બાણુ લીંગ જે કહેવાય છે તે); વિષ્ણુને સારૂ એક કાળો, લીસો અને કાણાવાળા પથ્થરનો ગોળ કકડો (જે શાલિગ્રામ કહેવાય છે, તે); સૂર્યને દેખાડવા સારૂ એક સ્ફટિક; ગણપતિનું ચિહ્ન એક લાલ રંગનો પથ્થર છે, અને અંબિકા માતાનું ચિહ્ન તો એક કાચી ધાતુનો ગટ્ટો છે. તેમની એક બાજુએ શંખ અને બીજી બાજુએ ઘંટડી મૂકેલાં હોય છે, અને પાસે એક કળશ પણ હોય છે, જેના તળિયામાં એક કાણું હોય છે, અને તે વડે પંચદેવની પ્રતિમા પર પાણી છાંટવામાં આવે છે. ધર્મચુસ્ત બ્રાહ્મણો સર્વેશ્વરવાદી મતના છે, તેથી અમુક પંથના ન હોવાને લીધે તેઓ ત્રિમૂર્તિ તથા તેમાંથી ઉદ્ભવતાં અસંખ્ય દેવદેવીઓની પૂજા કરતાં કંઇ પણ આંચકો ખાતા નથી.

પણ સાધારણ મજૂરવર્ગના જેવા લોકને ત્યાં રોજિંદી કઇ જાતની ધર્મક્રિયાઓ કરવામાં આવે છે? જરૂર બ્રાહ્મણને ત્યાં જેવી ક્રિયાઓ રોજ ચાલતી હોય, તેવી ક્રિયાઓ બીજાઓને ત્યાં કરવામાં આવતી નહિ હોય. તોપણ જ્યાં ધર્મના કેટલાક વિધિઓ દરરોજ ન પાળવામાં આવતા હોય, એવાં ઘર થોડાં જ છે. અલાહિદી કોટડી હોય તો તેમાં, અને નહિ હોય તો ભીંતના કોઇ પણ ગોખલામાં ઘરધણીના ઇષ્ટ દેવની નાની મૂર્તિ, નહિ તો તેની છબી બેસાડવામાં આવે છે. તેની આગળ નમીને કુટુંબમાંનાં એકાદ બે જણ દર સવારે દીવો કરીને, અગરબત્તી સળગાવીને તથા પુષ્પાંજલિ આપીને તેની પૂજા કર્યો વિના રહે જ નહિ. કોઇ તહેવાર આવે, ત્યારે વધારે ધામધુમથી પૂજાની ક્રિયાઓ કરવામાં આવે છે. જો ફુરસદ મળે, તો રોજ સાંજે સ્ત્રીલોક દર્શન કરવા મંદિરે જાય છે. તહેવાર વખતે જો મેળો પાસે ભરાય, તો ત્યાં તેઓ સહકુટુંબ હાજરી આપે છે અને જો વર્ષ સારૂં નીવડે, તો યાત્રાએ પણ જાય.

અત્યાર સુધી ઘર આગળ થતી ધર્મક્રિયાઓની વાત આવી છે, પરંતુ જો આપણે લોકનો ભક્તિભાવ પ્રત્યક્ષ જોવો હોય, તો જે વાર્ષિક તહેવારો બધે પળાય છે, તેમને ઉજવતી વખતે હાજર થઇને જોવો. મુખ્ય તહેવારો ઘણું કરીને મોસમાનુસાર થાય છે, એટલે વિશેષે કરીને ખેડૂતોને અનુકૂળ પડે, તે વખતે તેમની ઉજવણી થાય છે. તેથી કાર્તિકી પુનમે, કે જ્યારે ખરીફનો, એટલે ચોમાસુ પાક તૈયાર થઈ ગયો હોય છે, ફાગણ પુનમે કે જ્યારે રવીનો, એટલે શિયાળુ પાક તૈયાર થઈ ગયો હોય, શ્રાવણનો આખો માસ કે જ્યારે મુશળધાર વરસાદ નહિ, પણ સરવરિયાં જેવો વરસાદ થાય છે ("શ્રાવણનાં સરવરિયાં ને ભાદરવો ભરપૂર," એવી કહેવત છે), ત્યારે અને દિવાળી—વર્ષના એવા ચાર જુદે પ્રસંગે વિશેષ મોટા તહેવારો આવે છે.

૧. **કાર્તિકી પુનમ.** તે વખતે ગુજરાતમાં ત્રણ જુદે જુદે સ્થળે મોટા મેળા ભરાય છે, એટલે શુકલતીર્થ, સિદ્ધપુર અને વૌઠા. તેમાં ગામના લોક ખેતીના કામથી પરવારી રહીને મોટી સંખ્યામાં હાજર થાય છે. વળી તે નવા વર્ષની પ્રથમ જ પુનમ પણ છે. મેળો તો ગમ્મત કરવાનું સ્થળ છે ખરૂં, તોપણ મુકરર કરેલે સ્થળે ભેગા થવાનું મૂળ

કારણ હમેશ ધર્મ સંબંધીનું હોય છે. જેમકે, શુકલતીર્થ આગળ ૐકારેશ્વર નામના દેવનું દર્શન કરવામાં આવે છે, તેમજ પવિત્ર ગણાએલી રેવા નદીમાં સ્નાન કરવાથી પાપ નિવારણ થાય છે. સિદ્ધપુર આગળ સરસ્વતી નદી આવે છે, તે કુંવારી નદી કહેવાય છે. ત્યાં પૂર્વજોને અને વિશેષે કરીને પાર ગએલી માતુશ્રીઓને જલાંજલિ-પિંડ આપવામાં આવે છે. વૌઠા આગળ સાત નદીઓનું, એટલે સાબરમતી, મહી, શેઢી, વાત્રક, મેશ્વો, ખારી અને લુણી, આ નદીઓનો સંગમ થાય છે, જેથી તે ઘણું પવિત્ર સ્થળ મનાય છે. જેમ સિદ્ધપુરમાં તેમ વૌઠામાં પૂર્વજોનાં શ્રાદ્ધ સારવામાં આવે છે. જો વર્ષ સારૂં થયું હોય, તો આ ત્રણે સ્થળે એક મોટું શહેર વસ્યું હોય, તેવા પ્રમાણમાં ત્રણ દિવસ સુધી મેળો ભરાએલો રહે છે.

૨. **ફાગણની પુનમ.** હોળી (કે હુતાશની) વિષે લખવાની જરૂર જણાતી નથી. તે મોટી જવાળા પ્રકટાવી વસંત પલ્લવ ને રવી મંજરી હોમવાનો તહેવાર છે. જાત જાતની જે ક્રિયાઓથી તેની ઉજવણી થાય છે, તે કોઈની જાણ બહાર નથી. બધી વર્ણના લોક હોળીનો તહેવાર પાળે છે. પુનમને દિવસે તેઓ હોળી સળગાવે છે, અને વદ પડવાને "ધૂળેટી" કહે છે. ઘણી વાર તે દિવસે ગામડાંમાં મારામારી થાય છે અને કોળી, ઠાકરડા, વગેરે લોક દારૂ પીને મસ્ત બને છે ને બિભત્સ બોલી બોલે છે. આ તહેવારનું મૂળ અસલ વખતના વહેમરૂપી ધર્મમાં ઊંડું ઘાલેલું છે, પણ ખુશીની વાત છે કે જેમ કેળવણીનો પ્રચાર થતો જાય છે, તેમ આ અઘટિત રિવાજો બંધ પડતા જાય છે.

૩. **શ્રાવણ માસ.** તેનો આખો મહિનો અત્યંત પવિત્ર ગણાય છે, પણ તેમાં જે ખાસ તહેવારો પાળવામાં આવે છે તે નીચે પ્રમાણે છે:—(૧) બળેવ (પુનમનો દિવસ; નાળિયેરી પુનમ, રક્ષાબંધનનો દિવસ); (૨) નાગપંચમી; (૩) રાંધણ છઠ; (૪) શીતળા સાતમ; (૫) જન્માષ્ટમી (ગોકળ આઠમ). નામ પરથી દરેક તહેવારનો અર્થ સમજી શકાય એમ છે, માટે વધારે લખવાની જરૂર નથી. આ તહેવારો ઉપરાંત શ્રાવણ માસને દરેક સોમવારે ઠેકાણે ઠેકાણે નાના મોટા મેળાઓ ભરાય છે, અને કેટલાક લોક એકટાણું અથવા તો નકોરડો ઉપવાસ પણ કરે છે.

૪. **આસો મહિનો.** આ તો ચોમાસાનો તેમજ વર્ષનો છેલ્લો મહિનો છે, તેથી તેમાં પણ લોકપ્રિય ઘણા તહેવારો આવે છે. શુકલ પક્ષની પહેલી નવ તિથિ દેવીનવરાત્રી કે નોરતાં કહેવાય છે, તેમાંની દરેક રાત્રે ગરબા ગાવાનો ઘણો રિવાજ છે. તેને દશમને દિવસે દશેરાનો તહેવાર આવે છે, તે દિવસે નાના મોટા રાજાઓને ત્યાં રાજચિહ્નોની તેમજ શસ્ત્રોની પૂજા કરવામાં આવે છે. વળી ગામ બહાર શમી (ખિજડો) ઝાડની પૂજા ઠાઠમાઠથી થાય છે. આસો સુદ ૧૦, ૧૧ અથવા ૧૫ને દિવસે કાર્તિક સ્નાનનો આરંભ કરીને એક મહિના સુધી પરોઢિયામાં બે ઘડી રાત રહે ત્યારે ઊઠીને તીર્થમાં અથવા કૂવા પર ઠંડા પાણીથી જે કોઇ સ્નાન કરે, તેનાં પાપ ધોવાઈ જાય, એમ ધર્મશાસ્ત્ર કહે છે.

આસો માસના છેલ્લા ચાર દિવસ તથા કાર્તિકનો પહેલો દિવસ દિવાળીના પાંચ દિવસ ગણાય છે, એટલે વાઘબારસ, ધનતેરસ, કાળી-ચૌદસ, દિવાળી (અમાસ), અને બેસતું વર્ષ તેઓ છે. આ તો દિપોત્સવનો મોટો તહેવાર છે, તેને બને તેટલા આનંદથી ઉજવવામાં આવે છે. નૂતન વર્ષને પહેલે દહાડે ધનિક વેપારીઓ નવા ચોપડાઓનું પુજન કરીને તેમાં પ્રથમ જ "શ્રી ગણેશાય નમ:" એટલે ગણપતિને નમસ્કાર, એવું પોતપોતાના ગોરની પાસે લખાવે છે. કાર્તિક સુદ બીજનો દિવસ ભાઈબીજ કહેવાય છે, તે દિવસે બહેન ભાઈની પૂજા કરીને પોતાને ઘેર તેને જમવા બોલાવે છે, તેમજ પોતાની શક્તિ પ્રમાણે ભાઈ પોતાની બહેનને કાપડું કરે છે.

તે ઉપરાંત વાર્ષિક ઘણા તહેવારો છે, તેમની ઉજવણી પણ ઘણા આનંદસહિત બધે થાય છે. પરંતુ તહેવારના જે થોડા દાખલા ઉપર આપવામાં આવ્યા છે, તે પરથી તે પાળનાર લોક પછી હોય ઊંચ કે પછી હોય નીચ, તો પણ તેઓના આત્માની સહુથી માંહેની તૃષ્ણા કેવી છે, તે આપણને માલૂમ પડયું હશે, કારણ કે મેળાઓમાં હાજર થવાનું કે ઘર આગળ તહેવાર પાળવાનું ખરૂં કારણ, તે મઝા કરવાનું નથી, પણ દેવનાં દર્શન કરવાનું છે, તે આપણા જોવામાં આવ્યું છે. હવે પ્રભુ ઈસુનાં દર્શન પામ્યા વગર તે આધ્યાત્મિક તૃષ્ણા કદી તૃપ્ત નહિ થાય, એવી આપણ ખ્રિસ્તીઓની માન્યતા છે. એમ જો છે, તો આપણી

ચાલચલગતદ્વારા તેઓને પ્રભુનું દર્શન થાય, તે સંબંધી આપણી જવાબદારી કેટલી બધી ભારે તથા જોખમભરેલી છે! ખરેખર, એવું મહાભારત કામ સાધવા આપણામાં જોઈતી લાયકાત નથી, પણ "આપણી યોગ્યતા દેવ તરફથી છે" (૨ કોરીંથી. ૩ ; ૫). આપણી નિર્બળતામાં આપણો પ્રભુ પોતાનું સામર્થ્ય સંપૂર્ણ કરે છે (૨ કોરીંથી. ૧૨ ; ૯).

## VI. માર્ગદર્શક પ્રભુ ઈસુ

ઉપલાં પ્રકરણોમાં જાત જાતના જે પ્રશ્નો ઉપસ્થિત થયા છે, તેમાંના ત્રણ પ્રશ્ન લઈને ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંત પ્રમાણે તેમનો શો ઉકેલ કરી શકાય તે આપણે જોઈએ.

૧. **આધિવ્યાધિનું કારણ.** એક બાળક સુખાવસ્થામાં, બીજું દુઃખાવસ્થામાં જન્મે, એની ભિન્નતાનું શું કારણ હશે? દરેક માણસને પોતપોતાના કર્મનું ફળ ભોગવવું પડે છે, તેથી જુદા માણસોની જુદી જુદી અવસ્થામાં આટલો બધો તફાવત દેખાઈ આવે છે, એમ હિન્દુ શાસ્ત્રોમાં કહેલું છે. પણ એમ કેમ હોય? વેદાંતાનુસાર સર્વ આત્માઓ અનાદિકાળથી છે, તો અનાદિકાળથી પણ કર્મ કર્મમાં ફેર હોઈ શકે? એમ જો હોય, તો પાપકર્મનો ઉત્પન્નકર્તા ઈશ્વર છે, અને માણસો પોતાનાં પાપ વિષે જવાબદાર નથી, એમ માનવું પડે.

તો આ સવાલનો શો જવાબ આપવો? જૂના કરારના "અયૂબ"ના પુસ્તકમાં આ સવાલનું વિવેચન કરેલું છે. અયૂબને જે અસહ્ય પીડા થતી હતી, તે તેણે કરેલાં પાપને લીધે તેને થતી હતી, એવું તેના મિત્રોનું કહેવું હતું, પણ તે અયૂબે કબૂલ નહિ જ કર્યું. આખરે ઈશ્વરના માર્ગો કેવા અગમ્ય છે, તેનો ઈશ્વરે આપેલા દર્શનદ્વારા તેને જ્યારે ખ્યાલ આવ્યો ત્યારે તેનું મન શમી ગયું.

જન્માંધને જ્યારે પ્રભુ ઈસુએ દેખતો કર્યો, ત્યારે તેને પણ એજ સવાલ પૂછવામાં આવ્યો, એટલે "કોણે પાપ કર્યું—આ માણસે કે

તેનાં માબાપે—કે જેને લીધે તે આંધળો જન્મ્યો?" પણ પ્રભુ ઈસુએ તેને એવો જવાબ આપ્યો, કે "એણે કે એનાં માબાપે પાપ કર્યું, તેને લીધે નહિ, પણ તેનામાં દેવનાં......કામ પ્રગટ થાય, માટે એમ થયું" (યોહાન ૯; ૨, ૩).

તો આપણે શું સમજવું? પાપકર્મને લીધે માણસો ઘણી વાર દુઃખી અવસ્થામાં આવી પડે છે, તે નિર્વિવાદ વાત છે. પણ જેનું કારણ એકદમ નહિ જણાય, એવાં ઘણી વાર માણસોને દુઃખ થાય છે. જેમકે જો દુકાળ પડે તો તેનાથી ઊપજતી હાડમારી ભલાં તથા ભૂંડાંને સરખી જ રીતે લાગે છે. તો શું કહીએ? પ્રભુ ઈસુ સંપૂર્ણ નિર્દોષ હતો, તોપણ તેના જન્મથી તે તેના મરણ સુધી તે વ્યાધિગ્રસ્ત માણસ હતો, એ પણ ખાતરીપૂર્વક વાત છે. તો તે વિષે શાસ્ત્ર શું કહે છે? એમ કહેલું છે, કે ઈસુ "પુત્ર હતો, છતાં પોતે જે જે સંકટો સહન કર્યાં, તે વડે તે આજ્ઞાપાલન શીખ્યો" (હેબ્રી. ૫; ૮). તો દુઃખ થવાનું એક કારણ એ હશે કે જેમ ભટ્ટીમાં સોનુરૂપું ગળાય છે, તેમ દુઃખરૂપી ભટ્ટીમાં માણસનું ચારિત્ર્ય શુદ્ધ કરવામાં આવે છે. વળી શાસ્ત્રમાં એમ પણ કહેલું છે, કે ઈશ્વર કરુણાનો પિતા તથા સર્વ દિલાસાનો દેવ છે; તે આપણી સર્વ વિપત્તિમાં આપણને દિલાસો આપે છે, જેથી આપણે બીજાઓને તેમની જ વિપત્તિ સમયે દિલાસો આપી શકીએ (૨ કોરીંથી. ૧; ૩, ૪).

દુઃખ થવાનું કારણ આપણી સમજશક્તિ બહાર છે, એવું કબૂલ કરવું પડે છે. પરંતુ નિશ્ચયપૂર્વક એક વાત છે, તે ખરેખર દિલાસાદાયક વાત છે. તે એ છે, કે વ્યાધિગ્રસ્ત દેવપુત્ર પ્રભુ ઈસુને નિહાળીને ઈશ્વર પોતે આપણાં દુઃખમાં દુઃખી થાય છે, એવી આપણને ખાતરી થાય છે. કહેવત છે કે વિક્રમ રાજા જેવો બીજો કોણ પરદુઃખભંજન છે? ઈશ્વર જેવો બીજો કોઈ પરદુઃખભંજન નથી, એવો તેનો જવાબ છે. એવો જ્યારે આપણને વિશ્વાસ થાય છે, ત્યારે વિપત્તિમાં પણ આપણાં હૃદયમાં દેવના રેડાએલા પ્રેમને લીધે આપણે આનંદ કરી શકીએ છીએ (રૂમી. ૫; ૩).

૨. **પાપનિવારણ.** જો કેવળ અજ્ઞાનમાં પાપ રહેલું હોય, તો જરૂર જ્ઞાન સંપાદન કરવાથી તેનું નિવારણ થાય. પણ એવું કોણ માની

શકે ? પાપ તો પાપ જ છે, અને જો દેવનાં દર્શન પામવામાં જીવન રહેલું છે, તો પાપ કરવામાં મરણ રહેલું છે, તે નિઃસંશય વાત છે. પાપ કરીને જો આપણે ઈશ્વરથી વિમુખ થયાં છીએ, તો તેની સાથે આપણે કેમ કરીને સમાધાન કરીએ, તે આપણુ સર્વેને સારૂ સહુથી અવશ્યનો સવાલ છે. જો કે સ્વપુણ્યથી સમાધાન થઇ શકે, તોપણ હું પુણ્ય કયાંથી મેળવી લાવું ? હું ગમે તેટલાં પુણ્યકર્મ કરૂં, તોય તેમ કરવાની મારી ફરજ છે. એમાં શું ખાસ વખાણવા લાયક છે ? "તમને જે આજ્ઞાઓ આપેલી છે, તે સર્વ પાળ્યા પછી તમારે એમ કહેવું, કે અમે નકામા ચાકરો છીએ" (લુક ૧૭; ૧૦). અને જો ઇશ્વરની ભક્તિ કરવાથી તારણ મળે, તો જોઈતો પ્રેમભાવ હું કયાંથી મેળવી લાવું ? નહિ, નહિ. તારણ પ્રાપ્ત કરવાનો માર્ગ કૃપાનો માર્ગ છે. એમ નથી કે આપણે દેવની શોધ કરવી, પણ એમ છે કે ઈશ્વર આપણી શોધ કર્યા કરે છે. તેજ કારણને લીધે ખ્રિસ્તી ધર્મનો મુખ્ય સંદેશો "સુવાર્તા" એટલે "સારા સમાચાર" કહેવાય છે. પ્રભુ ઈસુનાં દૃષ્ટાંતનો વિચાર કરો. ગુમ થએલા ઘેટાના દૃષ્ટાંતનો એજ અર્થ છે, અને જો તે દાખલો બસ નહિ હોય, તો ગુમ થએલા દીકરાનું દૃષ્ટાંત જુઓ. અને જો હજુ ખાતરી થઈ નહિ હોય, તો પ્રભુ ઇસુના કરુણામય આખા જીવનનું—તેના જન્મથી તે તેના મરણ સુધીના જીવનનું મનન કરીને પતિત થએલાં માણસો પ્રત્યે તેનો પ્રેમભાવ કેટલો બધો અપાર છે, તે સમજી લો. "'દેવે જગત પર એટલી પ્રીતિ કરી, કે જગતનું તારણ કરવા સારૂ તેણે પોતાનો એકનોએક પુત્ર આપ્યો." જે દેવપુત્ર હતો, તે માનવપુત્ર થયો, અને આપણા પરના પ્રેમને લીધે તે પોતે પોતાના શરીરમાં આપણાં પાપ માથે લઈને વધસ્તંભ પર ચઢયો (૧ પીતર ૨ ; ૨૪), ને તેના બલિદાનથી તે ઈશ્વર સાથેનું આપણું સમાધાન થયું છે. પાપનિવારણ તેના જ રક્તથી થાય છે, એવો આપણને વિશ્વાસ છે, અને એવો વિશ્વાસ રાખવાને કારણે પ્રભુ ઈસુ ખ્રિસ્તના અનુયાયીઓ "વિશ્વાસી" કહેવાય છે. સ્વપુણ્ય પર નહિ, પણ ઈસુ ખ્રિસ્તદ્વારા પ્રગટ કરાએલી ઈશ્વરકૃપા પર તેમનો સર્વ આધાર રહેલો છે. "જુઓ, દેવનું હલવાન, કે જે જગતનું પાપ હરણ કરે છે !"

૩. **દેવનાં દર્શન.** દેવનાં દર્શન હું કેમ કરીને પામું ? આ પ્રશ્નનો જે પ્રત્યુત્તર હિન્દુ ધર્મગુરુઓએ આપ્યો છે, તે આપણે શીખી ગયાં છીએ. પણ પ્રભુ ઇસુએ તેને શો જવાબ આપ્યો ? લખેલું છે, (યોહાન ૧૪; ૮, ૯) કે 'ફિલિપ ઇસુને કહે છે- 'પ્રભુ, અમને પિતાનાં દર્શન દે, એટલે અમારા આત્માની તૃપ્તિ થાય.' તેને ઇસુ કહે છે, કે જેને મારાં દર્શન થયાં છે, તેને ઇશ્વરપિતાનાં પણ દર્શન થયાં છે, એમ સમજવું." તો બીજું શું કહેવાનું છે ? "પ્રભુ, હું બીજા કોને શરણે જાઉં ? અનંતજીવનનાં વચંન તારી જ પાસે છે."



આપણે આપણા આકાશમાંના પિતા જેવા સંપૂર્ણ, દયાળુ તથા પવિત્ર થઇએ (માત્થી ૫; ૪૮. લુક ૬ ; ૩૬. ૧ પીતર ૧; ૧૬), આપણે દેવપુત્ર ઇસુની પ્રતિમા જેવા થઇએ, માટે પ્રભુ ઇસુ અવતાર લઇને આપણે સારૂ મરણ પામ્યો, અને પછી સજીવન થઇને તેણે આપણને દર્શન દીધું. તો એવું ખ્રિસ્તમય જીવન આપણા જેવાં નાશપાત્ર માણસો કેમ કરીને ગુજારી શકે ? આ બાબત વિષે ત્રણ વાત ધ્યાનમાં રાખવા લાયક છે : (૧) જે કોઇને જીવતા પ્રભુનું દર્શન થયું છે, તેનો નવો જન્મ થયો હોય, એટલે સુધી તે પલટાઇ ગએલો જણાય છે (યોહાન ૩ ; ૭). "જો કોઇ માણસ ખ્રિસ્તમાં છે, તો તે નવી ઉત્પત્તિ છે ; જે જૂનું હતું તે સર્વ જતું રહ્યું છે" (૨ કોરીંથી. ૫ ; ૧૭). (૨) જે કોઇને પ્રભુએ પોતાનું દર્શન દીધું છે, તેને "હું સર્વકાળ તારી સાથે છું," એવું વચન પણ તેણે આપ્યું છે (માત્થી ૨૮ ; ૨૦). તે વચન પ્રમાણે તે પોતાના વિશ્વાસુ સેવકોની સાથે એટલો બધો ગાઢ સંબંધ રાખે છે, કે "હું જે કંઇ કરૂં, તે હું તેની જ સહાય તથા પ્રેરણાથી કરૂં છું," એવી તેઓની સંપૂર્ણ ખાતરી છે. "હવે દેહમાં હું જે જીવન ગુજારૂં છું, તે દેવના દીકરા પરના વિશ્વાસથી હું ગુજારૂં છું," એવી પાઊલ પ્રેરિતે સાક્ષી આપી (ગલાતી. ૨ ; ૨૦). બીજી વખતે તેણે આમ પણ લખ્યું, કે "મને જીવવું તે તો ખ્રિસ્ત છે" (ફિલિપી. ૧ ; ૨૧). તો એમ કેમ બને ? શું તે અતિશયોક્તિની વાત ન હોય ? ના, તે સાચી જ વાત છે. (૩) કારણ કે ત્રીજી વાત એવી છે, કે દેવપુત્ર ખ્રિસ્ત પોતાના પવિત્ર

આત્માની મારફતે પોતાના લોકની સાથે વાસો કરે છે. "હું પિતાને વિનંતી કરીશ, ને તે તમને બીજો સંબોધક, એટલે પવિત્ર આત્મા, તમારી પાસે સદા રહેવા માટે આપશે, તે તમને બધું શિખવશે ને સર્વ સત્યમાં તમને દોરી જશે" (યોહાન ૧૪; ૧૬, ૨૬ : ૧૬; ૧૩).

ખરેખર, આપણે આપણાં પોતાનાં નથી. આપણે ખ્રિસ્તનાં છીએ, કેમકે તેણે પોતાનું બલિદાન આપીને આપણને ખરીદ્યાં (૧ કોરીંથી ૬ : ૨૦), અને ખ્રિસ્ત આપણો જ છે, કારણકે તેણે આપણા પર પ્રેમ રાખ્યો ને આપણે સારૂ પોતાને અર્પી દીધો (ગલાતી. ૨ ; ૨૦), અને આપણા પરના તેના પ્રેમથી જે જુદાં પાડી શકે, એવું અખિલ અવનિમાં કંઈ છે જ નહિ (રૂમી. ૮ ; ૩૧–૩૯). ખ્રિસ્તીઓનું જીવન તે ખ્રિસ્તમય, એટલે ખ્રિસ્તથી ભરપૂર જીવન છે, એમ આપણે સમજવું. "ઈશ્વર પુત્ર પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા, ઈશ્વર પિતાની પ્રીતિ તથા ઈશ્વર પવિત્ર આત્મા આપણી સાથે સદા હોજો." તથાસ્તુ.



